સ્વ૦ પૂજ્યપાદ શ્રી કર્મસિંહજી સ્વામી સ્મારક માળા-મણકો ૮ મો.

# सामायक अने छक यना बोल.

॥ गाथा ॥

जे केइ गया मोक्खं, जेविय गच्छंति जे गमिस्सन्ति।
ते सव्वे सामाइयं, महाप्पेणं मुणेयव्वं ॥ १ ॥

सामायिकचूर्णि ॥

સંગ્રહકર્તા
મુનિ નાગચન્દ્ર.

પ્રકાશક
વોરા ગલાલચંદ કુંવરજી
તથા
વોરા ગાંગજીભાઈ કુંવરજી.
કચ્છ-વાગડ, ગામ ગાગોદરનિવાસી.

દ્વિતીય આવૃત્તિ. નકલ ૫૦૦.

અમદાવાદ—શ્રી સત્યવિજય પ્રી પ્રેસમા સાંકળચંદ હરીલાલે છાપ્યું.

વીર સંવત્ ૨૪૪૧—વિક્રમ સંવત્ ૧૯૭૧.

કીંમત અમૂલ્ય—કાળજીપૂર્વક પઠન, મનન અને પરિશીલન.
( શુદ્ધ જનો અને વિદ્યાર્થીઓને મફત ).

# પ્રસ્તાવના.

પ્રાણીમાત્ર સ્વભાવથીજ ઇષ્ટ સુખની પ્રાપ્તિ અને અનિષ્ટ દુખની નિવૃત્તિ ઇચ્છે છે. આ ઇચ્છા પરિપૂર્ણ કરવા અર્થેજ તેમની વિવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. આમ સર્વત્ર પ્રવૃત્તિનો પ્રેરક હેતુ સુખની ઇચ્છા એજ એક છે, છતા સુખ શુ અને તે શામા છે એની સમજણમા બુદ્ધિની વિભિન્નતાને લીધે બહુ મતભેદ રહે છે અને તેથી પ્રવૃત્તિના સ્વરૂપ ભિન્ન ભિન્ન પ્રકારના હોય છે. અનાદિ કાળથી ધાર્યું સુખ મેળવવાને તથા દુખનો સપૂર્ણ વિનાશ કરવાને દુનીઆ ઉપરનીચે થઈ રહી છે, સુખ અને સગવડમા વધારો કરનાર સાધનો શોધતી જાય છે અને કહેવામા આવે છે તેમ હાલનો જમાનો બહુ પ્રકાશિત અને આગળ વધેલો છે, તેમ છતા પણ અતૃપ્તિ, અસતોષ અને તૃષ્ણાની સત્તા એવી ને એવી નિરકુશ ચાલે છે. નિસીમ નિર્વિકારી અખડ સુખનો ભોગ જેને મળ્યો હોય એવી વ્યક્તિ વ્યવહારમા કયાય પણ જોવામા આવતી નથી અને દૃષ્ટ દુખોનો અશેષ પરિહાર પણ બની શકતો નથી. દુનીઆ ભોગવિલાસમા ડૂબી ગઇ છે, ઐશ્વર્ય અને દુનીઆદારીની બીજી મોટાઇ પાછળ અધ બની છે, મોહરૂપી મદિરા પીને ઉન્મત્ત બની છે આવી સ્થિતિમા સત્યની આશા કયાથીજ હોય ? સુખનો આભાસ—અને તે પણ ક્ષણિક—કોઇ કોઇ પામે છે, પરન્તુ કોઇ પણ વિષયથી સપૂર્ણ અખડ સુખ મેળવી શકતુ નથી, એનુ કારણ નીચે સ્પષ્ટ કરવામા આવ્યુ છે

લોકોની પ્રવૃત્તિ જેમ સુખ અર્થેજ થાય છે તેમ શાસ્ત્રમાત્રનો ઉદ્‌ભવ એજ પ્રયોજન માટે હોય છે લોક સુખ પાછળ દોડ્યા જાય

છે, તેમાં વિવેક વિચારની કઈ પણ વ્યવસ્થા હોતી નથી. શાસ્ત્રો સુખનુ સ્વરૂપ, તેની પ્રાપ્તિના અમોઘ સાધન, જીવોનુ કર્તવ્ય ઇત્યાદિ બાબતોની પૂર્ણ વિવેકથી યુક્તિપુર.સર વિચારણા ચલાવે છે અને બરાબર વ્યવસ્થા બાધે છે. સર્વ આસ્તિક શાસ્ત્રો અને ધર્મો આ સિદ્ધાન્તમા તો એકમત થતાં જણાય છે કે મનુષ્યહૃદયમા સુખની ઝખના હરકોઇ સ્થિતિમા એકસરખીજ રહ્યા કરે છે, એક વાર સુખી માનેલી સ્થિતિ મળ્યા છતાં પણ અપૂર્ણતા, અતૃપ્તિ, અસતોષ એના એજ રહે છે; આ ઉપરથી સમજાય છે કે હૃદય જે સુખ માગે છે તે સુખ વિષય અને ઇન્દ્રિયોના સયોગથી જે અનુભવ થાય છે તે નહિ, પણ તે સુખ તો બુદ્ધિથી ગ્રહણ કરી શકાય એવુ આત્મસુખ છે, કે જે અતીન્દ્રિય છે. લોકપ્રસિદ્ધ સુખ એ સુખ નહિ પણ સુખાભાસ છે આ સુખાભાસ મેળવવામાંજ રચીપચી રહેવુ એમા કઇ પુરૂષાર્થ નથી, જીવનનુ એ કર્તવ્ય નથી. ભોગવિલાસ, ઐશ્વર્યપ્રાપ્તિ, સમૃદ્ધ, સતાન, નિષ્કટક સામ્રાજ્ય, એ સર્વ સુખાભાસનોજ અનુભવ કરાવે છે. એ સુખાભાસ પણ ક્ષણિક, વિકારી, અતૃપ્તિ અને અસતોષમા વધારો કરનાર દુખપરિણામી છે જીવનને એવા સુખ મેળવવામા વીતાડી દેવુ એ કેવળ મૂર્ખાઈ છે, ત્યારે જે સત્ય સુખ છે તેની પ્રાપ્તિની વ્યવસ્થા શાસ્ત્રો આમ કરે છે –

આપણને જે સુખાનુભવ થાય છે તે અમુક પ્રકારની માનસિક સ્થિતિમાજ થાય છે બાહ્ય વસ્તુમા સુખ કે દુખ આપવાનો સ્વભાવથી કોઈ ખાસ ગુણ નથી, પણ તે મનુષ્યકૃત આરોપ છે, અર્થાત્ સુખ પદાર્થમા નથી પણ આપણા અતરૂમા એવુ કઇક છે કે જે ચિત્તની શાન્ત અવ્યગ્ર સ્થિતિ થતા સુખનો ભાસ આપે છે આપણી

ચિત્તવૃત્તિઓના ત્રણ વિભાગ થઈ શકે છે શાન્ત, ઘોર અને મૂઢ. જ્યારે તૃષ્ણા, સ્નેહ, રાગ, લોભ વગેરે ઘોર અને સંમોહ, ભય, કૃપણતા ઇત્યાદિ મૂઢ વૃત્તિઓનુ પ્રાબલ્ય હોય છે ત્યારે સુખોત્પાદક મનાતી વસ્તુ પાસે હોવા છતા સુખ અનુભવાતુ નથી, જ્યારે તેની સ્વચ્છ, સ્વસ્થ, શાન્ત અવસ્થામાં સુખ અનુભવાય છે. આ વાત પ્રત્યક્ષ અનુભવસિદ્ધ છે. મનમા બીજી બાબતોના સંકલ્પ ચાલતા ન હોય, તે નિરૂદ્ધ એકાગ્ર શાન્ત હોય, પોતાને પ્રિય એવા વિષયમા ગળી ગયુ હોય, ત્યારેજ કોઇ પણ પ્રકારના સુખનો અનુભવ થાય છે તેનુ કારણ આ છે—આપણો આત્માજ સ્વભાવે જ્ઞાન દર્શન ચારિત્ર યુક્ત છે, સુખ સ્વરૂપ છે, સમભાવ એનો સ્વભાવ છે, કર્મના આવરણોને લીધે તે પરભાવને પામે છે અને તે સ્થિતિમા તે દુખી અશક્ત જેવો જણાય છે કોઇ પુણ્યોદયકાળે ચિત્તની ઘોર અને મૂઢ વૃત્તિઓ લય પામી શાન્ત વૃત્તિઓ પ્રવર્તે છે, તે કાળે આત્માના આ સુખસ્વરૂપનો કંઇક ક્ષણિક આભાસ થાય છે, તેજ સુખરૂપે ભાસે છે–તેથીજ સુખનો અનુભવ થાય છે. આ ઝીણવટ એવી છે કે આપણે ખરી વસ્તુસ્થિતિ સમજી શકતા નથી અને એકને બદલે બીજી વસ્તુથી સુખ મળ્યુ એમ માની લઇએ છીએ. ફલિતાર્થ એ કે સુખ આત્મામા છે અને તે આત્માના સ્વભાવપરિણમનથીજ મળી શકે છે.

આત્મા પરભાવને બદલે સ્વભાવને પામે–પોતાના મૂળ સ્વરૂપને પામે અને તેજ રૂપે હમેશા રહે તે માટે દુરત કર્મોના આવરણનો ભગ કરવો પડે છે, એટલે સત્યસુખ પામવામાટે પાપકારી કર્મો ખપાવવા જોઈએ, કર્મો ખપાવવા માટે શાસ્ત્રવિહિત કર્મવિધિઓ અને આચારપદ્ધતિઓનુ યથાવિધિ પાલન થવુ જોઇએ, અને એ

પાલન યોગ્ય રીતે થઇ શકે તે માટે તેવાં કર્મવિધાનો અને આચાર-પદ્ધતિઓના સ્વરૂપ અને રહસ્ય શાસ્ત્ર ગુરૂથી બરાબર સમજવા જોઇએ. આવાજ કઇ હેતુથી અહિ જૈન શાસ્ત્રોમા જેને કર્મ ખપાવવાનુ અમોઘ સાધન ગણવામા આવ્યુ છે તે સામાયક વ્રતનુ સક્ષેપમાં સ્વરૂપવર્ણન યથાપ્રતિભાન આપવાનો યત્ન કરવામા આવ્યો છે.

ચિત્તશુદ્ધિ, અશુભ કર્મોનો ક્ષય એને સર્વે ધર્મો આવશ્યક ગણે છે, અને તે સાધવાને વિવિધ સાધનો બતાવે છે. સામાયક, પ્રતિક્રમણ, પૌષધ, સધ્યા, નિમાજ, રોજા, પ્રાર્થના, ઉપાસના, જપ ઇત્યાદિ કર્મવિધિઓ પાપકર્મોનો ક્ષય કરી આત્મવિશુદ્ધિ સાધવા અર્થેજ છે અને ઉદાર ધાર્મિક દૃષ્ટિએ એ સર્વમા તેવુ સામર્થ્ય રહેલુ જણાય છે. બહુ જન્મોથી થતા આવતા કર્મોના સસ્કારોથી મૂઢ બની ગએલા ચિત્તનુ સાન્ત્વન કરવાને જુદા જુદા દેશના અને જુદા જુદા ધર્મનાં શાસ્ત્રો અનેક ઉપાયો રચે છે જેટલી હિતબુદ્ધિએ માતા પોતાના રડતા બાળકને શાન્ત રાખવા જાત જાતની ખાવાની તેમ રમવાની ચીજો આપે છે, તેટલીજ હિતબુદ્ધિએ એ સર્વ કર્મવિધાનોની રચના છે. કોઇ પણ ધર્મ એવો નથી કે જે અમુક રીતિએ અને અમુક વિધિએ ચોક્કસ વખતે કરવાના નિત્ય નૈમિત્તિક કર્મોનુ વિધાન કરતો ન હોય લોક, ધર્મ અને રાજ્ય એ ત્રણેને અવિરૂદ્ધ હોય એવી એકાદ કર્મવિધિનુ યથાવિધિ પાલન થાય તો ચિત્ત શુદ્ધ થાય અને આત્મવિશુદ્ધિ સધાતા આત્મા સ્વભાવને પામે અને સત્ય અખડ સુખનો અનુભવ થઇ શકે જૈન શાસ્ત્રો આવુ સુખ મેળવવાને સામાયક વ્રતનુ વિધાન કરે છે આ નિત્યકર્મનુ શાસ્ત્રસંમત સ્વરૂપ, તેનાં ઉપકરણ, વિધિ ઇત્યાદિનુ વિવેચન સ્વલ્પમા અહિ કરવામા આવે છે.

# १ सामायक स्वरूप.

**समता सर्वभूतेषु संयमः शुभभावना।**
**आर्तरौद्रपरित्यागस्तद्धि सामायकं व्रतम् ॥**
**त्यक्तार्तरौद्रध्यानस्य त्यक्तसावद्यकर्मणः।**
**मुहूर्तं समतायास्तां विदुः सामायकं व्रतम् ॥**

**ભાવાર્થ**—ઉત્પન્ન થએલા પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવ–સમદષ્ટિ, સયમ–ઇન્દ્રિયનિગ્રહ, શુભ ભાવના અને આર્ત તથા રૌદ્ર ધ્યાનને ત્યાગ એ સામાયકવ્રત કહેવાય છે.

આર્ત રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી તથા સપાપ કર્મોને ત્યાગી એક મુહૂર્ત પર્યંત આતર્ બાહ્ય વૃત્તિઓને સમભાવમા રાખવી તે સામાયક વ્રત કહેવાય છે.

ઉત્તરાધ્યયન સૂત્રમા એવો પાઠ છે કે “सामाइएण सावज्जजोगविरहं” સામાયક કરવાથી પાપકારી કર્મોથી દૂર રહે. સસ્કૃત ટીકાકાર અભયદેવ સૂરિ આ વિષે જે લખે છે તેનો સક્ષિપ્ત સાર એવો છે કે સમનો આય તે સમાય, અર્થાત્ રાગદ્વેષાદિ વિકારરહિત જ્ઞાન દર્શન ચારિત્ર યુક્ત સમસ્થિતિનો લાભ જેથી થાય તે સામાયકવ્રત કહેવાય છે. દીર્ઘકાળ નિરતર અને આદરપૂર્વક જે ક્રિયાનુ પાલન કરવાથી પાપી અશુભ ભાવનાઓ–દુષ્ટ વૃત્તિઓ બળી જાય અને સ્વભાવ બુદ્ધિ મન ઇન્દ્રિયો શાન્ત સ્વચ્છ વિશુદ્ધ પવિત્ર બની રહે, કોઇ પણ જાતના બાહ્ય અકસ્માતથી કોઈ પણ સ્થિતિમા ચિત્તની સમસ્થિતિમાં ભંગાણુ ન પડે, તે ક્રિયા સામાયકવ્રત કહેવાય છે. શ્રીમદ્ ભગવદ્ ગીતામા પણ “समत्व योग उच्यते” સમતા એજ યોગ કહેવાય છે

એમ જણાવી સમભાવની સ્થિતિ મેળવવા માટે ઉપદેશ અપાયલો જોવામા આવે છે. આ ઉપદેશ સર્વ દેશમાં અને સર્વ યુગમાં અપાયલો જોવામા આવે છે. એ સ્થિતિ મેળવવા માટે સાધનો વિધિ ઇત્યાદિમાં ભિન્નતા છે પરતુ સાધ્ય વસ્તુ એકજ છે. જૈન સંપ્રદાય આ સ્થિતિ સુગમ થાય તેવા જે સાધનો બતાવે છે તેમા સામાયક મુખ્ય છે. આ સામાયક વ્રતની મહત્તા અને શ્રેષ્ટતાના વખાણ જૈનેતર વિદ્વાનો પણ મુક્ત કઠે કરે છે. આ વ્રતને કઇ એવાં પ્રમાણપત્રની કશી જરૂર નથી, સ્વત.સિદ્ધ સ્વયપ્રકાશ વસ્તુઓને કયાં પ્રમાણની જરૂર રહે ?

## २ सामायकना प्रकार.

નિશ્ચય અને વ્યવહાર એવા સામાયકના બે પ્રકાર છે, કેટલાક ભાવ અને દ્રવ્ય એમ બે પ્રકાર જણાવે છે. ભાવસામાયક આઠ પ્રકારે વર્ણવેલ છે.—

**सामइयं समइयं, सम्मवाउ समास संखेवो ।**
**अणवडज्ञ च परिणा, पच्चखाणेय ते अठा ।।**

૧ સમતા ભાવ રાખવો તે "सम भाव सामायक"

૨ સર્વ જીવ ઉપર દયાભાવ તે " सामाइय सामायक "

૩ રાગદ્વેષરહિત યથાતથ્ય સત્ય વચન બોલવુ તે " समवाद सामायक"

૪ થોડાજ અક્ષરમાં તત્ત્વ સમજી જવું તે "समास सामायक"

૫ થોડામા કર્મનો ક્ષય થાય એવો સૂત્રાર્થ વિચારવો તે "सक्षेप सामायक'

૬ પાપરહિત વર્તન રાખવુ તે "अनवद्य सामायक"

૭ સામાયકનાં તત્ત્વને જાણી લેવુ તે "परिज्ञा सामायक"

૮ બધનકારક ત્યાગેલી વસ્તુઓનો સ્વીકાર ન કરવો તે " प्रत्याख्यान सामायक "

ભાવ સામાયકની સ્થિતિએ પહોચવા સારૂ પ્રથમ દ્રવ્ય સામાયકમા નિપુણ થવુ જોઇએ.

# ३. सामायकनी विधि तथा तेना पाठोनो संक्षेपमां उद्देश.

સામાયક ક્રિયાની વિધિ સબધે કહેતા પ્રથમ એ ક્રિયા માટે સ્થળ, આસન, ઉપકરણ ઇત્યાદિ બાબતો સબધે થોડુંક સમજાવવુ જરૂરનુ છે. આ ક્રિયા માટે પ્રભાતનો શાન્ત સમય વિશેષ અનુકૂળ છે. સ્વભાવથી કે સસ્કારથી પવિત્ર હોય એવુ સ્થળ જોઇએ, તથા સ્થિર અને સુખપૂર્વક બેસી શકાય એવે આસને બેસવુ જોઇએ ઉપકરણો સપૂર્ણ સ્વચ્છ, સુઘડ અને પવિત્ર હોવા જોઇએ એવો અતિસક્ષેપમા એ સબંધે વિવેક છે સામાયક કરવા ઇચ્છનાર વ્યકિતએ આહારવિહાર આદિમાં વિવેક વિચારથી વર્તવુ જોઇએ, જેથી ચિત્તમા વ્યર્થ વિક્ષેપ વધે એવી પ્રવૃત્તિમાત્રથી તેણે ક્રમે ક્રમે વિરમવુ જોઇએ, અને પવિત્ર શરીરે શાન્ત મનથી વિશુદ્ધ બુદ્ધિથી આ સામાયક ક્રિયાનુ યથાવિધિ સાગોપાગ અનુષ્ઠાન કરવુ જોઇએ.

મન, વચન અને કાયાને નિયમમા રાખી બે ઘડી પર્યંત એ-કાગ્ર ધ્યાનમાં બેસવુ તે પહેલા આગળ કહેવામા આવશે તે પાઠો તેની તેની વિધિએ ભણવા અને એ બોલતી વખતે ચિત્તની વૃત્તિ-

ઓને તેના અર્થમા જોડવી, અને સાથે સાથે ભાવના કરવી કે 'મારો આત્મા પાપકર્મોથી નિવૃત્ત થઇ વિશુદ્ધ બન્યો છે.' એ થઇ રહ્યા પછી નિસકલ્પ અવસ્થામાં રહેવુ. સકલ્પોનો સક્ષય થાય છે ત્યારેજ ચિત્ત ગળી જાય છે અને ચિત્ત ગળી જાય છે ત્યારેજ કર્મો ક્ષીણુ થતા જાય છે, પરતુ આ નિસકલ્પ અવસ્થા કઇ સહેલ નથી. લાબા કાળથી ધર ઘાલી પડેલી સસારવાસનાઓ એકદમ નાશ પામી જતી નથી. ઉત્સાહથી ચિરકાળપર્યંત યોગ્ય પ્રયત્ન થાય ત્યારેજ નિકર્મ અવસ્થા પમાય છે. સામાયકના પાઠોમા વૃત્તિ જોડતે રહી અતે તે કોઇ આલબન વગર રહી શકતી ન હોય તો તેને ઉચ્ચ સાત્વિક આલબનમા જોડવી. તે માટે જપ, સદ્ ગ્રંથવાચન, ઉપદેશશ્રવણુ, પૂર્વ મહાત્માઓના ચરિત્રનુ રટણુ અને છેવટે કઇ ન બની શકે તો પચપરમેષ્ઠીના કે અરિહત જેવા પવિત્ર નામોનો એકવૃત્તિથી ઉચ્ચાર કર્યા કરવો એટલુ તો અવશ્ય કરવુ કે **પરનિંદા, વ્યર્થ કુથલી, અને નિરર્થક મન, વચન અને કાયાની પ્રવૃત્તિથી તો બચવું. કંઈ ન થાય તો જડવત્ બેસી રહેવું પણ કર્મબંધનથી બચવું.** મિથ્યાચાર–કર્મેન્દ્રિયોને સયમી મનથી વિષયસ્મરણુ કરવુ તે–થી બચવુ

પાઠોનો ઉદ્દેશ –આરભના પહેલા બીજા પાઠમા પચપરમેષ્ઠીને તેમના ગુણાનુવાદપૂર્વક પ્રણામ કરવામા આવ્યા છે એથી એમ સૂચવાય છે કે હરકોઇ કાર્યમા જેમ ભગવત્કૃપાની જરૂર છે તેમ આ કાર્યમા પણ છે. નમસ્કાર કરવાથી એ રાજી રાજી થઇ જાય છે કે ન કરવાથી કચવાઇ જાય છે એવુ કઇ નથી એમની કૃપા તો સર્વદા એક રીતે પ્રકાસ્યાજ કરે છે. આપણામા કર્મોનુ આવરણુ એનો લાભ મેળવતા અટકાવે છે ગુણચિતન નમસ્કાર

જેવા કર્મવિધાનોથી ચિત્ત શુદ્ધ થઇ આવરણ ભગ થયે એ કૃપા પ્રકાશનો લાભ સ્વત જ મળે છે.

પાપકર્મનો ક્ષય થાય અને પુણ્યસચય થાય તે માટે પાપ-કર્મો ગણાવી તેને વિદૂર કરવાનો તથા થએલા પાપકર્મો નબળા પાડવાનો ઉદ્દેશ ત્રીજા પાઠનો સમજાય છે

ચોથો પાઠ આત્મવિશુદ્ધિ, પાપછેદન અને અશુભ કર્મની નિવૃત્તિ અર્થે સ્થળસૂક્ષ્મશરીર, ઈન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિની સ્થિરતા સાધવાનુ સમજાવે છે.

પાચમો પાઠ રાગદ્વેષને જીતનાર કર્મરૂપી વૈરીને હણનારને વ દના કરી તેમની પ્રસન્નતા અને સિદ્ધગતિની યાચના કરે છે કે જેથી અધ્યાત્મબળ પોષાય અને દૈવી ગુણોની પ્રાપ્તિ થાય

છઠ્ઠા પાઠમા સામાયક આદરવાની રીતિ કહેવામા આવી છે.

નમસ્કાર વિધિ, જિન તીર્થંકર દેવોના ઉચ્ચ સ્વરૂપના ચિતન, તેમને શ્લાધ્ય વિશેષણો યોજી વૃત્તિને તેમા જોડવી એ સાતમા પાઠમા છે. એથી તેવી ઉચ્ચ ગતિ આપણને પણ મેળવવી છે તે યાદ રહે અને યોગ્યતા મળે

આઠમા પાઠમા આ ક્રિયા કરવામા કઇ અપૂર્ણતા, દોષ, ભૂલચૂક થયા હોય તો તે નિષ્ફળ થાઓ એવી ઇચ્છા બતાવવામા આવી છે. તે એટલા માટે કે એવી કોઇ અપૂર્ણતા રહેવાજ ન પામે અને રહેવા પામે તો તે બુદ્ધિપૂર્વક નથી એટલે નિષ્ફળ જાય.

આ પાઠોનુ સમગ્ર રીતે અવલોકન કરતા નીચે મુજબ સા-રાશ નીકળે —

નમસ્કાર, પ્રભુસ્મરણ, આત્મવિશુદ્ધિ, પાપછેદન, અધમ સ-સ્કારોનુ માર્જન અને શુભ સસ્કારોનુ આધાન, મન શાન્તિ, પવિ-ત્રતા, મન વચન કાયાની સમસ્થિતિ, વિકારોનુ શમન એ સર્વ

થતા સિદ્ધગતિની યોગ્યતા અને તે દ્વારા નિષ્ક્રિય નિશ્ચલ શાન્ત સમભાવપૂર્વક અખડ નિરતિશય આનન્દ-કે જેને દરેક પ્રાણી સ્વભાવથીજ ઝ ખે છે.

ઉપકરણ—મોહપત્તિ, પાથરણુ, ગોછો અથવા રજોહરણુ, પહેરવા ઓઢવાનાં વસ્ત્ર; એ સર્વ સ્વચ્છ અને પવિત્ર રાખવા. જીવહિંસા ન થાય તેમજ સ્વસ્થ બેસી સામાયકવ્રત બરાબર પાળી શકાય તે માટે એ સર્વ ઉપયોગી છે. સામાયક માટે વસ્ત્ર જુદાં રાખવા અને પવિત્ર રાખવા.

આમ સક્ષેપમા સામાયક સ્વરૂપ, તેના પ્રકાર, વિધિ, ઉપકરણુ ઇત્યાદિ બાબતોનો વિવેક છે આ સબધમા અનેક વિદ્વાનોએ લેખો લખ્યા છે અને તે પણુ વિસ્તારવાળા એકની એક બાબત ઉપર જુદા જુદા વિદ્વાનો જુદાં જુદા દષ્ટિબિંદુથી પ્રકારાન્તરે વિવેચન કરે તો તે બાબત વિશેષ સ્પષ્ટ અને સુગમ થાય છે સામાયક જેવી મોટી બાબત ઉપર શબ્દાન્તરે-પ્રકારાન્તરે વાર વાર વિવેચન થાય તો તેમાં પુનરૂક્તિ દોષ ગણુવાનો નથી. કોઇ પણુ રીતે આ ક્રિયા તરફ જનવૃત્તિ વળે અને તેના નિરૂપમ ફળનો સ્વાદ સૌને મળે એમ થવુ જોઇએ. આ હેતુ લક્ષમા રાખી આ નાનો ગ્રથ આવે રૂપે બહાર પાડવામા આવે છે, જે વર્ગને ઉદ્દેશીને એ બહાર પડે છે તેને તે ઉપયોગી થશે એવી આશા છે.

પ્રકાશક મહાશયનો આગ્રહ કે જેને લઈને આ પ્રવૃત્તિમા પડાયુ છે તે પ્રશસાપાત્ર છે; જનસેવા અને ધર્મસેવાના કાર્ય માટે આવો ઉત્સાહ બતાવનાર સ્વધર્મનિષ્ટ સજ્જનોને ખરેજ ધન્યવાદ ઘટે છે.

યોજક

**विज्ञानभिक्षु.**

# सामायक आदरवानी विधि.

પ્રથમ ધર્મ જગ્યામાં પ્રવેશ કરતાં ત્રણ વાર નિસ્સિહી નિસ્સિહી કહેવુ. સાધુ કે સાધ્વીની હાજરી હોય તો તેમને વિધિપૂર્વક વંદના કરવી. યતનાપૂર્વક લૂગડા ઉતારી સામાયક કરવાનાં લૂગડાંનુ પડી-લેહણુ કરી પાંચ હાથનું ધોતીઉં પહેરવુ, અને ચાર અથવા પાંચ હાથનુ લૂગડું ઓઢવુ. પાથરણુ સંભાળપૂર્વક પાથરી, મોહપત્તિ બાંધી, સાધુ કે સાધ્વીની હાજરી હોય તો તેમની સન્મુખ ઉભી અગર ન હોય તો પૂર્વ અથવા ઉત્તર દિશા ભણી મો કરી, અંજલી જોડી, શાન્ત ચિત્તથી નીચેનાં સામાયક સૂત્રો ભણુવા નવકાર, તિખ્ખુત્તો, ઇચ્છામિ, તસ્સ ઉત્તરી એ ચાર સૂત્રો ભણી કાયાને સ્થિર રાખી કાયો-ત્સર્ગ કરવો. મનમાં ઇચ્છામિના પાઠનુ રટણુ કરવુ પાઠ પૂરો થયે કાયોત્સર્ગ પાળતા નવકારનુ પ્રથમ પદ કહેવુ. પછી લોગસ્સ કહી દ્રવ્ય થકી કહેતા સામાયકની આજ્ઞા લઇ તે પાટી પૂર્ણ કરી, ડાબો ઢીચણુ ઉંચો રાખીને બેસવુ અને નમોથ્થુણુ ત્રણુ કહી સમભાવે ધાર્મિક વૃત્તિમાં બે ઘડી ગાળવી.

# सामायक पालवानी विधि.

નવકાર ત્રણુ, તિખ્ખુત્તો, ઈરિઆવહી, તસ્સ ઉત્તરી, ઇરિઆવહીનો કાયોત્સર્ગ, લોગસ્સ, પાળવાની પાટીઓ ૮ ત્રણ નમોથ્થુણુ આ રીતે સામાયક વ્રત પૂર્ણ થાય છે.

**मुनि नागचद्रजी.**

### मालिनी वृत्त.

भवतु भवतु नित्यं धर्मकृत्येषु बुद्धिः ।<br>
जयतु जयतु धर्मो जैनमानैकगम्यः ॥<br>
भवतु भवतु नित्या धर्म्यवृत्तेषु लक्ष्मीः ।<br>
जयतु जयतु वर्षं भारतं भूरितंत्रम् ॥ १

# પૂજ્ય શ્રી કર્મસિંહજી સ્વામીની સ્તુતિ.

(થયો છે રે અમ સફળ જનમ જીન દરશનથી આજે-એ રાગ.)

પૂજ્યશ્રી રે, ગુરૂ દેવ બહુ ગુણવન્તા, શુભ આકૃતિ છાજે,
  ક્ષમાખજીના, પરમપ્રવીના, જ્ઞાનક્રિયા ભંડાર;
સાધે ધર્મ, ટાળે ભર્મ, ગુણે પર્મ, શિવ શર્મ—
દીયો છોરે, ગુરૂજી કરી કરૂણા ભવી ઉપર આજે.—પૂજ્ય શ્રી રે. ૧

  વાણી રસાલા, દીન દયાલા, કર્મસિંહજી સ્વામ,
ઉપકારી, ગુણધારી, સુખકારી, જાઉ વારી,
ગુરૂજી રે જિનશાસન માહે, સુરગિરિ સમ છાજે.—પૂજ્ય શ્રી રે ૨

  મહા વખાણી, અમીરસવાણી અધ્યાત્મ ઉપદેશ,
સૂત્ર ભાષા, અર્થ ખાસા, સુવિલાસા, સુપ્રકાશા,
ગુરૂજી રે, ભવીજીવના સંશય હરદમ સહુ ભાગે—પૂજ્ય શ્રી રે. ૩

  કામ સુધાર્યા શ્રાવક તાર્યા, રહી અંજાર ચોમાસ,
  ઋધિ ત્યાગી, વૈરાગી, ગુણ રાગી, લગ લાગી;
વિનવે રે નાગજી મુનિ એમ, વિનય કરી આજે—પૂજ્ય શ્રી રે. ૪



ॐ वीर.

# सामायिकसूत्र-मूल.

## पाठ १ लो.

( પંચપરમેષ્ઠીને નમસ્કારનો )

નમો અરિહંતાણં, નમો સિદ્ધાણં, નમો આયરિયાણં, નમો ઉવજ્ઝાયાણં, નમો લોએ સવ્વસાહુણં.

---

## पाठ २ जो.

( તિખ્ખુત્તો અથવા વંદનાનો )

તિખ્ખુત્તો, આયાહિણં, પયાહિણં, વંદામિ, નમસ્સામિ, સક્કારેમિ, સમાણેમિ, કલ્લાણં, મંગળં, દેવયં, ચેઇયં, પજ્જુવાસામિ.

---

# पाठ ३ जो.

( ઇરિયાવહીનો-માર્ગવિશોધનનો )

ઇચ્છામિ, પડિક્કમિઉં, ઇરિયા, વહિયાએ,: વિરાહણાએ, ગમણાગમણે, પાણક્કમણે, બીયક્કમણે, હરિયક્કમણે, ઉસા, ઉત્તિંગ, પણગ, દગ્ગ,-મટી, મક્કડા, સંતાણા, સંક્કમણે, જે મે જીવા વિરાહિયા, એગેંદિયા, બેઇંદિયા, તેઇંદિયા, ચઉરિં-દિયા, પંચેંદિયા, અભિહયા, વત્તિયા, લેસિયા, સંઘાઇયા, સંઘટ્ટિયા, પરિયાવિયા, કિલામિયા, ઉદ્દવિયા, ઠાણા ઉઠાણુ, સંક્કામિયા, જીવીયાઓ, વવરોવિયા, તસ્સ મિચ્છા મિ દુક્કડં.

---

# पाठ ४ थो.

( તસ્સ ઉત્તરીનો )

( કાયોત્સર્ગને વિષે આગારનો )

તસ્સ, ઉત્તરી, કરણેણં, પાયચ્છિત, કરણેણં, વિસોહિ કરણેણં, વિસ્સલ્લિ કરણેણં, પાવાણં કમ્માણં, નિધ્ધાયણ ઠાએ, ઠામિ, કાઉસ્સગ્ગં, અન્નથ્થ, ઉસ્સસિએણં, નિસ્સસિએણં, ખાસિસયેણં, છિએણં, જંભાઇયેણં, ઉડુએણં, વાયનિસગ્ગેણં, ભમલિયે, પિત્ત, મુછાએ, સુહુમેહિં, અંગ સંચાલેહિ, સુહુમેહિં, ખેલ સચાલેહિં, સુહુમેહિં, દિઠિ, સંચાલેહિં, એવ માઇએહિં, આગારેહિં, અભગ્ગો, અવિ-

રાહિએ, હુજ્જ, મે, કાઉસગ્ગો, જાવ, અરિહંતાણું, ભગવંતાણું, નમોક્કારેણું, ન પારેમિ, તાવ કાયં, ઠાણેણું, મોણેણું, ઝાણેણું, અપ્પાણું, વોસિરામિ.

(અહિ ઇરિયાવહિનો અથવા આઠ નવકારનો કાઉસગ્ગ કરવો)

---

# पाठ ५ मो.

( લોગસ્સ અથવા ચઉવીસંથાનો )

લોગસ્સ, ઉજ્જોયગરે, ધમ્મ, તિથ્થયરે, જીણે, અરિહંતે, કિત્તઇસં, ચઉવિસ ડપિ, કેવલિ, ઉસભ, મડજિયં, ચ વંદે, સંભવ, મડભિનંદણું ચ, સુમઇ ચ, પઉમપ્પહં, સુપાસં, જિણં ચ, ચંદપ્પહં વંદે, સુવિહિં ચ પુફ્ફદંતં, સિયળ, સિજ્જંસ, વાસુપુજ્જં ચ, વિમલ મડણંતં, ચ જિણં, ધમ્મ, સતિં ચ વંદામિ, કુંથું, અરં ચ, મલ્લિં, વંદે મુણિ સુવ્વયં, નમિ જિણં ચ, વંદામિ, રિઠનેમિં, પાસં, તહ વદ્ધમાણં ચ, એવંમયે અભિથુયા, વિહુય રય મલા, પહિણ જર મરણા, ચઉવિસં ડપિ જિણવરા, તિથ્થયરા મે પસીયંતુ, કિત્તિય, વંદિય, મહિયા, જે એ લોગસ્સ, ઉત્તમા સિદ્ધા, આરૂગ્ગં, બોહી, લાભં, સમાહિ વર, મુત્તમં દિતુ, ચંદેસુ, નિમ્મલયરા, આઇચ્ચેસુ, અહિય પયાસયરા, સાગર વર ગંભીરા, સિદ્ધા, સિદ્ધિં, મમં દિસતુ.

---

# पाठ ६ ठो.

## (સામાયક આદરવાની રીતિ.)

દ્રવ્યથકી, સાવજ્જ જોગ, સેવવાનાં પચ્ચખાણ, ક્ષેત્રથકી, આખા લોક પ્રમાણે, કાળથકી, બે ઘડી સુધી, ભાવથકી આઠ કોટિએ, ઉપયોગ સહિત, કરેમિ, ભંતે, સામાઈયં, સાવજ્જં જોગં, પચ્ચખામિ, જાવ નિયમ, પજ્જુવાસામિ, દુવિહં તિવિહેણં ન કરેમિ, ન કારવેમિ, મણુસા, વયસા, કાયસા, કરંતં ન અણુજાણઇ, વાયાએ, કાએણં, તસ્સ ભંતે પડિક્કમામિ, નિંદામિ, ગરહામિ, અપ્પાણ વોસિરામિ.

(જમણો ઢીચણ ધરતી થાપી, ડાબો ઢીચણ ઉભો રાખી, બે હાથ જોડી, અંજલિ મસ્તકે અરાડા "નમોથ્થુણં" કહેવું.)

---

# पाठ ७ मो.

## ( નમોથ્થુણં )

નમોથ્થુણં, અરિહંતાણં, ભગવંતાણં, આઇગરાણં, તિથ્થયરાણં, સયં સંબુદ્ધાણં, પુરિસોત્તમાણં, પુરિસસિંહાણં, પુરિસવર પુંડરિયાણં, પુરિસવર ગંધહથ્થીણં, લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગપઇવાણં, લોગપજ્જોયગરાણં, અભયદયાણં, ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સર-

ચુદયાણું, જીવદયાણું, બોહિદયાણું, ધમ્મદયાણું, ધમ્મદે-સિયાણું, ધમ્મનાયગરાણં, ધમ્મસારહિણું, ધમ્મ, વર, ચાઉરંડત, ચક્કવટ્ટીણું, દીવો, તાણું, સરણું ગઇ પઇઠા, અપડિહયવર નાણું, દંસણધરાણું, વિયટ્ટ છઉમાણું, જિણાણ જાવયાણું, તિન્નાણું, તારયાણું, બુદ્ધાણું, બોહિયાણું, મુત્તાણું, મોયગાણું, સવ્વનુણું, સવ્વદરિસિણું, સવ, મડયલ, મડરૂય, મડણંત, મડખ્ખય, મડવ્વાબાહ, મડપુણરાવતિ, સિદ્ધિગઇ નામધેયં, ઠાણું સપતાણું, નમો જિણાણ, જિયભયાણું.

---

# બીજું નમોથ્થુણં.

( અર્હંત દેવનો )

બીજું નમોથ્થુણું જયવંતા તીર્થંકર મહારાજને કરૂં છું. નમોથ્થુણું, અરિહંતાણં, ભગવંતાણ, આઇગરાણું, તિથ્થયરાણ, જાવ સિદ્ધિગઇ નામધેયં, ઠાણ, સપાવિયો, કામાણ.

---

# ત્રીજું નમોથ્થુણં.

( ધર્માચાર્યનો )

ત્રીજું નમોથ્થુણં મારા ધર્મગુરૂ, ધર્માચાર્ય, ધર્મ ઉ-પદેશના દાતાર, પૂજય સાહેબ શ્રી ૧૦૦૮

તે સ્વામી કેહેવા છે, સમ્યકત્વરૂપી બોધબીજના દાતાર, મિથ્યાત્વરૂપી તિમિરના મટાડનાર, બહુસૂત્રી, સૂત્રસિદ્ધાન્તના જાણ, તરણ તારણ, તારણી નાવા સમાન, સફરી જહાજ સમાન, કલ્પતરૂ સમાન, રત્નચિંતામણિ સમાન, પાર્શ્વમણિ સમાન, ધર્મના નાયક, ધર્મના મુખી, જિનશાસનના શણગાર, એવી અનેક શુભોપમાએ બિરાજમાન ગુરૂમહારાજને ત્રિકાલ વંદણાઃ હોજો.

---

## पाठ ८ मो.

( સામાયક પાળવાની વિધિ )

એહવા નવમા સામાયક વ્રતના, પચ અઇયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તંજહા તે આળોઉં, મણ દુપ્પડિહાણે, વય દુપ્પડિહાણે, કાય દુપ્પડિહાણે, સામાઇયસ્સસઇ, અકરણઆએ, અણવઠિયસ્સ કરણઆએ, તસ્સ મિછ્છા મિ દુક્કડં. ૧

સામાયક, સમકાએણં, ન ફાસિયં, ન પાલિયં, ન તિરિયં, ન કિટ્ટિય, ન સોહિયં, ન આરાહિયં, આણાએ અણુપાલિતા ન ભવઇ, તસ્સ મિછ્છા મિ દુક્કડં. ૨

સામાયકમાં દશ મનના, દશ વચનના, બાર કાયાના, બત્રીસ દોષ માંહેલો, જે કોઇ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિછ્છા મિ દુક્કડં. ૩

સામાયકમાં સ્ત્રિકથા, ભત્તકથા, દેશકથા, રાજકથા, એ ચાર કથા માંહેલી કોઈ કથા કરી હેય તો, તસ્સ મિચ્છા મિ દુક્કડં. ૪

સામાયકમાં આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, પરિગ્રહસજ્ઞા, એ ચાર સંજ્ઞા માંહેલી સજ્ઞા કરી હોય તો તસ્સ મિચ્છા મિ દુક્કડં. ૫

સામાયક વિધિએ લીધું, વિધિએ પાળ્યું, વિધિએ કરતાં, અવિધિએ થયું હોય તો, તસ્સ મિચ્છા મિ દુક્કડં. ૬

સામાયકમાં અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં અજાણતા, મને, વચને, કાયાએ કરી, કોઇ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છા મિ દુક્કડં ૭

સામાયકમાં કાનો, માત્રા, મિંડી, પદ, અક્ષર, ઓછો, અધિકો, વિપરીત, ભણાણો હોય તો, અનત, સિદ્ધ, કેવળીની સાખે માહરે, તસ્સ મિચ્છા મિ દુક્કડં. ૮

## ઇતિ સામાયકસૂત્ર સપૂર્ણ.

अर्हम्.

# શ્રી છકાયના બોલ.

**૧ પહેલે બોલે ઇંદી થાવર કાય. ૨ બંભી થાવર કાય. ૩ સપિ થાવર કાય ૪ સુમતિ થાવર કાય. ૫ પયાવચ્ચ થાવર કાય. ૬ જંગમ કાય.** તેના ગોત્ર કહે છે–૧ પૃથ્વીકાય ૨ અપ-કાય. ૩ તેઉકાય ૪ વાઉકાય. ૫ વનસ્પતિકાય ૬ ત્રસકાય.

**(૧) પૃથ્વીકાયના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર સૂક્ષ્મ તે કોને કહીએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમા ભર્યા છે, પણ આપણી નજરે આવે નહિ, તે તો માત્ર જ્ઞાનીજ જાણે અને દેખે.

બાદર તે કોને કહીએ ? આપણી નજરે આવે અથવા ન આવે, હણ્યા હણાય, માર્યા મરે, બાળ્યા બળે તેને બાદર કહીએ. તેના નામ આ પ્રમાણે–૧ પહેલે બોલે માટી ને મીઠાની જાત. ૨ ખડી ને ખારાની જાત. ૩ કાળીમઢ મરડીઆ પહાણા ને સિલાની જાત ૪ હિંગળો ને હડતાળની જાત. ૫ ગેરૂ ને ગોપીચંદનની જાત ૬ રત્ન પરવાળાની જાત ૭ સોળ જાતના રત્ન આદિ લઇને ત્રેતાલીસ પૃથ્વીકાય છે તેના એક કકડામા અસંખ્યાતા જીવ શ્રી ભગવંતે કહ્યા છે. જુવાર તથા પીલુ જેટલી પૃથ્વીકાય લઇએ તેમાથી એકેકો જીવ

નીકળીને પારેવાં જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જબુ-દ્વીપ છે તેમાં સમાય નહિ. તેના કુળ બાર લાખ ક્રોડ છે તેનું આઉખું જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ બાવીસ હજાર વર્ષનું. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનતાં સુખ પામીએ.

**(૨) અપકાય તે પાણી તેના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર. સૂક્ષ્મ તે કોને કહીએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમા ભર્યા છે પણ આપણી નજરે આવે નહિ તેને સૂક્ષ્મ કહીએ

બાદર પાણીના નામ કહે છે—પહેલે બોલે વરસાદ ને કરાનાં પાણી. ૨ ઝાકળ ને ધુમરના પાણી. ૩ કુવા નદી ને તળાવના પાણી. ૪ દરીયા ને ઝરણુના પાણી. ૫ ખારાં ને ખાટા પાણી. ૬ મીઠાં ને મોળા પાણી. એ આદિ લઇને ઘણી જાતનાં પાણી છે તેના એક બિંદુમાં અસંખ્યાતા જીવ શ્રી ભગવતે કહ્યા છે તેમાથી એકેકો જીવ નીકળીને સરસવના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જબુદ્વીપ છે તેમા સમાય નહિ તેના કુળ સાત લાખ ક્રોડ છે. તેનું આઉખુ જઘન્ય અંતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટ સાત હજાર વર્ષનુ તેની દયા પાળીએ તો મોક્ષના અનતા સુખ પામીએ.

**(૩) તેઉકાય તે અગ્નિ તેના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર સૂક્ષ્મ તે કોને કહીએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે, પણ આપણી નજરે આવે નહિ તેને સૂક્ષ્મ કહીએ.

બાદર અગ્નિનાં નામ કહે છે–૧ પહેલે બોલે ચૂલા ને ભઠ્ઠીની અગ્નિ. ૨ ધૂમાડી ને તાપણીની અગ્નિ. ૩ ચકમક ને વીજળીની અગ્નિ. ૪ દીવા ને ઉમાડાની અગ્નિ. ૫ ધગધગતા લોઢા ને

અરણીની અગ્નિ. ૬ દાવાનળની અગ્નિ. ૭ નીંભાડાની અગ્નિ. આદિ લઇને ઘણી જાતની અગ્નિ છે. તેમાંથી એકેકો જીવ નીકળીને ખસખસના દાણા જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમાં સમાય નહિ. તેનાં કુળ ત્રણ લાખ ક્રોડ છે. તેનુ આઉખુ જઘન્ય અંતર્મુહૂર્તનું, ઉત્કૃષ્ટ ત્રણ અહોરાત્રિનુ. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ.

**(૪) વાઉકાય તે વાયરો તેના બે ભેદ—સૂક્ષ્મ ને બાદર.** સૂક્ષ્મ તે કોને કહીએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ, તે આખા લોકમાં ભર્યા છે, પણ આપણી નજરે આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ.

બાદર વાયરાના નામ કહે છે —૧ પહેલે બોલે ઉગમણો ને આથમણો વા. ૨ ઉત્તર ને દક્ષિણનો વા ૩ ઉંચો નીચો ને ત્રીછો વા. ૪ વંટોળીઓ ને મંડળીઓ વા. ૫ ગુંજ વા સુધ વા એ આદિ લઇને ઘણી જાતનો વાયરો થાય છે. તે વાયરો શા થકી હણાય છે ? ૧ ઉઘાડે મોઢે બોલવાથી, ૨ ઝાપટ નાખવાથી, ૩ સૂપડે સોવાથી, ૪ ઝાપટવાથી ૫ કાતવાથી, ૬ વીજવાથી, ૭તાળોટા વગાડવાથી, ૮ વીઝણે વીઝવાથી, ૯ હીંચોળે હીંચકવાથી, આદિ લઇને ઘણી જાતના શસ્ત્રે કરી હણાય છે. એક વાર ઉઘાડે મોએ બોલવાથી વાયરાના અસંખ્યાતા જીવ હણાય છે તેમાથી એકેકો જીવ નીકળીને વડનાં બીજ જેવડી કાયા કરે તો એક લાખ જોજનનો જંબુદ્વીપ છે તેમા સમાય નહિ. તેના કુળ સાત લાખ ક્રોડ છે. તેનુ આઉખુ જઘન્ય અંતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટ ત્રણ હજાર વર્ષનુ. તેની દયા પાળીએ તો મોક્ષના અનંતા સુખ પામીએ

**(૫) વનસ્પતિ કાયના બે ભેદ**—સૂક્ષ્મ ને બાદર. સૂક્ષ્મ તે કોને કઈએ ? હણ્યા હણાય નહિ, માર્યા મરે નહિ, બાળ્યા બળે નહિ તે આખા લોકમા ભર્યા છે, પણ આપણી નજરે આવે નહિ, તેને સૂક્ષ્મ કહીએ.

બાદર વનસ્પતિના બે ભેદ—૧ પ્રત્યેક. ૨ સાધારણ. પ્રત્યેક કોને કહીએ ? શરીરે શરીરે એકેકો જીવ હોય, તેને પ્રત્યેક કહીએ, અને એક શરીરે અનતા જીવ હોય તેને સાધારણ કહીએ. હવે પ્રત્યેકના નામ કહે છે —૧ પહેલે બોલે વૃક્ષ ને વેલાની જાત. ૨ રીગણી, તલસી ને ગુલમની જાત ૩ એરડા, આકડા, ધતુરાની જાત. ૪ દાડમ, શેરડી ને કેળાની જાત. ૫ ધ્રો, કેવડો, દાભડો ને તરણાની જાત. ૬ ફુલ, કમળ ને નાગરવેલની જાત. ૭ બોરડી, કેરડો ને કસેલાની જાત ૮ જુવાર, બાજરો, મઠ, મકાઇની જાત. ૯ તાજલજો, સુવા, મોધરી, વાલોરફળીની જાત. આદિ લઇને ઘણી જાતની પ્રત્યેક વનસ્પતિ છે તેમાં ભગવાને ત્રણ પ્રકારના જીવ કહ્યા છે સખ્યાતા અસખ્યાતા અને અનતા. તેનુ આઉખુ જઘન્ય અતર્મુહુર્તનુ, ઉત્કૃષ્ટું દસહજાર વર્ષનુ. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનતા સુખ પામીએ.

હવે સાધારણ વનસ્પતિના નામ કહે છે-૧ પહેલે બોલે લીલ ફુલ અને સેવાળની જાત. ૨ ગાજર ને મૂળાની જાત ૩ ડુગળી ને લસણની જાત. ૪ આદુ ને ગરમરની જાત ૫ રતાળુ ને પીંડાળાની જાત. ૬ કટાળો થોર, ખુરસાણી, કુવાર, શેલરાની જાત. ૭ મોથ ને લુણીની જાત. ૮ ઉગતા અકુરા અને કુણિ કાકડીની જાત. એ આદિ લઇને ઘણી જાતની સાધારણ વનસ્પતિ છે. એક કદમૂળના કકડામા શ્રી ભગવતે અનંતા જીવ કહ્યા છે. તે બેઉનાં કુળ અઠાવીસ

લાખ ક્રોડ છે. તેનુ આઉખુ જઘન્ય ઉત્કૃષ્ટુ અંતર્મુહૂર્તનું. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનતાં સુખ પામીએ.

(૬) **ત્રસકાય તેના ચાર ભેદ**—બે ઇંદ્રિય, ૨ તેઇંદ્રિય, ૩ ચૌરિંદ્રિય, ૪ પચેંદ્રિય.

(૧) **બેઇંદ્રિયના બે ભેદ**—અપર્યાપ્તા અને પર્યાપ્તા. બેઇંદ્રિય તે કોને કહીએ ? જેને કાયા અને જીભ હોય તેને બેઇંદ્રિય કહીએ. તેનાં નામ કહે છે-૧ જળો. ૨ કીડા. ૩ પોરા. ૪ કરમીયા. ૫ સરમીયા ૬ મામણમુડા ૭ અણુશીયા ૮ વાંતરા ૯ સખ. ૧૦ છીપ. ૧૧ કોડા. ૧૨ યેળ આદિ લઇને ઘણી જાતના બેઇંદ્રિય જીવ છે. તેના કુળ સાત લાખ ક્રોડ છે. તેનુ આઉખુ જઘન્ય અતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટુ બાર વર્ષનું. તેની દયા પાળીએ તો મોક્ષના અનતા સુખ પામીએ.

(૨) **તેઇંદ્રિયના બે ભેદ**—અપર્યાપ્તા અને પર્યાપ્તા તેઇંદ્રિય તે કોને કહીએ ? જેને કાયા, મુખ અને નાસિકા હોય તેને તેઇંદ્રિય કહીએ તેના નામ કહે છે-૧ જૂ. ૨ લીખ ૩ ચાચડ. ૪ માકડ. ૫ કીડી. ૬ કથવા. ૭ માટલા. ૮ ધનેડાં. ૯ જુવા, ૧૦ ઈતયડી. ૧૧ ગીગોડો ૧૨ ઘીમેલ. ૧૩ ગધૈયા. ૧૪ કાનખજૂરા ૧૫ મંકોડા. ૧૬ ઉધઈ ૧૭ શવા, એ આદિ લઇને ઘણી જાતના તેઇંદ્રિય જીવ છે. તેના કુળ આઠ લાખ ક્રોડ છે તેનુ આઉખુ જઘન્ય અંતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટુ ઓગણપચાસ દીવસનુ. તેની દયા પાળીએ તો મોક્ષના અનતાં સુખ પામીએ

(૪) **ચૌરિંદ્રિયના બે ભેદ**—અપર્યાપ્તા ને પર્યાપ્તા. ચૌરિંદ્રિય તે કોને કહીએ ? જેને કાયા, મુખ, નાસિકા અને આખ હોય તેને ચૌરિંદ્રિય કહીએ. તેનાં નામ કહે છે-૧ માખી. ૨ મસલાં. ૩ ડાંસ.

૪ મચ્છર. ૫ ભમરા. ૬ તીડ. ૭ પતગ ૮ કરોળીઆ ૯ કસારી. ૧૦ ખડમાંકડી ૧૧ ધુડીઆ ૧૨ વીંછી. ૧૩ બગા. ૧૪ પુદાં એ આદિ લઇને ઘણી જાતના ચૌરિદ્રિય જીવ છે. તેનાં કુળ નવ લાખ ક્રોડ છે. તેનુ આઉખુ જઘન્ય અંતર્મુહૂર્તનુ, ઉત્કૃષ્ટું ૭ માસનું. તેની દયા પાળીએ તો મોક્ષનાં અનંતાં સુખ પામીએ

**(૪) પંચેંદ્રિયના બે ભેદ**—અપર્યાપ્તા ને પર્યાપ્તા. પચેદ્રિય તે કોને કહીએ ? જેને કાયા, મુખ, નાસિકા, આંખ અને કાન એ પાંચે ઇદ્રિય હોય તેને પચેદ્રિય કહીએ. પચેદ્રિયની ચાર જાત—૧ નારકી. ૨ તિર્યંચ. ૩ મનુષ્ય અને ૪ દેવતા.

તેમાં ૧૪ ભેદ નારકીના, ૪૮ ભેદ તિર્યંચના, ૩૦૩ ભેદ મનુષ્યના અને ૧૯૮ ભેદ દેવતાના, કુલ મળી ૫૬૩ ભેદ થયા દેવતાના ચાર ભેદ—૧ ભવનપતિ ૨ વાણવ્યતર. ૩ જ્યોતિષી ૪ વૈમાનિક.

મનુષ્યના ચાર ભેદ—૧ ૫૬૨ કર્મભૂમિના મનુષ્ય. ૨ ત્રીસ અકર્મભૂમિના મનુષ્ય. ૩ છપ્પન અતર્દ્વીપના મનુષ્ય. ૪ ચઉદ સ્થાનકના સંમુર્છીમ મનુષ્ય. નારકી ને દેવતાની સ્થિતિ જઘન્ય દશ હજાર વર્ષની, ઉત્કૃષ્ટી તેત્રીસ સાગરોપમની. તિર્યંચ ને મનુષ્યની સ્થિતિ જઘન્ય અતર્મુહૂર્તની, ઉત્કૃષ્ટી ત્રણ પલ્યની તેની દયા પાળીએ તો મોક્ષનાં અનતા સુખ પામીએ.

**ઇતિ શ્રી છકાયના બોલ સમાપ્ત.**

ૐ

## શ્રી નિયતિહરિ સૂરિભ્યો નમઃ

# સર્વજ્ઞ કથિત બોધવચન.

---

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને એ રાગ. )

સર્વદર્શીનો દર્શીત મારગ આદરો,
ભીમ ભવાબ્ધિ સુલભ જેમ તરાયજો;
શ્રી સર્વજ્ઞકથિત તત્ત્વથી વેગળા,
દ્રવ્યભાવથી બુડયા તે જગ માંયજો. સ૦ ૧

કરૂણા આણી જીવદયા પાળો સદા,
કરો નિરંતર ઇંદ્રિયદમનનું કાર્યજો,
સત્ય વચન ને મધુર વદને વદવું સદા,
શીલ ન ખંડો કદાપિ અહો ગુણધામજો. સ૦ ૨

કુશિલ જનોનો સંગ કદાપિ નવિ કરો,
વચન ન લોપવું ગુરૂજનનું કોઇ વારજો,
અઝયણાથી કોઈ કાર્ય કરવું નહિ,
ઉદ્‌ભટ વેશ ન પહેરવો થઈ ક્રિસિયારજો સ૦ ૩

સ્વ-રસના નિરંતર નિયમમાં રાખવી,
અવિમાસ્યું નવિ કરવું કોઇ દિન કામજો,
ઉત્તમ કુલ આચાર કદિ તજવો નહિ,
કોઇને મર્મવચન નવિ બોલવું આમજો. સ૦ ૪

કોઇને પણ આક્રોશ કરી કહેવું નહિ,

કોઇને ન દેવું કદાપિ કૂડું આળજો;
સામાનો ઉપકાર કદાપિ ન ભૂલવો,
સર્વ ઉપર ઉપકાર કરો ગુણુમાળજો. સ૦ ૫
અનાથ જનને યોગ્ય આલબન આપવું,
દીનતા નવ દાખો કોઈ જનની પાસજો;
યોગ્ય પ્રાર્થનાનો નવિ ભગ કદી કરો,
આત્મપ્રશંસા નવિ કરવી કોઇ પાસજો. સ૦ ૬
દુર્જનની નિંદા પણુ કદી કરવી નહિ,
અતિ હસવુ નહિ, તજવી એ કુટેવજો,
વૈરીનો વિશ્વાસ કદી કરવો નહિ,
વિશ્વાસુને નવિ છેતરવો ચેવજો. સ૦ ૭
કરેલ ગુણનો લોપ કદી કરવો નહિ,
સદ્ગુણી દેખી રજિત થાવુ તજજો,
જેવા તેવા સાથે રાગ ન બાંધવો,
પાત્ર પરીક્ષા કરવી પૂરણુ મનજો. સ૦ ૮
લોકાપવાદ પ્રવર્તે તેમ ન વર્તવુ,
સાહસિકપણું તજવુ નહિ ગુણવાનજો,
આપતિ સમયે હિમત મન રાખી રહો,
વૈભવ ક્ષયે પણુ યથોચિત દેજો દાનજો. સ૦ ૯
બાલકથી પણુ હિતકર વચન અગીકરો,
પરઘર એકલા નવિ જાવુ કોઇ વારજો,
ગ્રહીત પ્રતિજ્ઞા પૂરણુ પ્રીતે પાળવી,
પરને સ્વ આત્મા સમ મનમા ધારજો. સ૦ ૧૦

પરમાત્માનું ધ્યાન સદા ચિત્તમાં ધરો,
રાગદ્વેષ ભવબીજક ટાળો દૂરજો,
નાગચંદ્ર કહે નિયતિહરિ ગુરૂ સ્હાયથી,
સમય પુરૂષને બોધ ધારજો ઉરજો. સ૦ ૧૨

## શ્રાવકના એકવીશ ગુણ વિષે.

રાગ—ઉપર પ્રમાણે

ધર્મરત્નને લાયક સઉ શ્રાવક બનો,
ધર્મ વિના ઉત્તમ ભવ એળે જાયજો,
પણ ગુણ વિણ ન પમાએ ધર્મની યોગ્યતા,
અંક વિના જયમ મીંડા વ્યર્થ મનાયજો.
ધર્મરત્નના ધારક સહુ શ્રાવક સુણો એ ટેક ૧
ક્ષુદ્રપણું તજી ગંભીરતા અતિ આદરો,
શુભ સંઘયણી સમરથ રૂપ નિધાનજો,
સૌમ્ય પ્રકૃતિ પાપકર્મે વર્તે નહિ,
જન વિરૂદ્ધ ન સેવે જનપ્રિયવાનજો. ધર્મ૦ ૨
મલીન ભાવ તજી અક્રૂર ગુણ અંગીકરે,
ઈહ પરલોકે પાપથી ભીરૂ જેહજો;
અશઠપણું ગ્રહી પરને નવિ વંચે કદા,
પર ઉપકાર કરે સુદક્ષિણ તેહજો. ધર્મ૦ ૩

અંગીકૃત ન ત્યજે, ત્યજે અનિષ્ટ લજાલુઓ,
કરે દયાળુ દયા ધર્મનાં કામજો,
ધર્મપર્મ અવિતથ્ય લઇ મજથ્થ ગુણુ ધરે,
ગુણુરાગી ગુણુ સગ્રહે જે અભિરામજો. ધર્મ૦ ૪
ધર્માર્થી સત્યકથક અશુદ્ધ કથા ત્યજે,
ધર્મશીલ સુપક્ષ જાસ પરિવારજો,
દીર્ઘદર્શી થઇ કાર્ય વિચારીને કરે,
ગુણુ દોષોનુ વિશેષજ્ઞ ગુણુ ધારજો. ધર્મ૦ ૫
વૃદ્ધ સગતથી પરણીત બુદ્ધિ સપજે,
વિનયવત નિયમા પામે સુજ્ઞાનજો,
તત્ત્વબુદ્ધિનો જાણુ કૃતારથ તે કહ્યો,
ધર્મબોધ દે પરઉપકારી સુજાણુજો. ધર્મ૦ ૬
અલ્પ પ્રયાસે સમજે ધર્મના તત્ત્વને,
લબ્ધલક્ષગુણુ ઉત્તમ જાણો એહજો,
એ એકવીશ ગુણુ અગીકૃત કરતા થકા,
નાગચદ્ર કહે ધર્મરત્ન લહે તેહજો ધર્મ૦ ૭

---

## પ્રાસ્તાવિક બોધ

---

(૧)

હોરી

માનવ માન જરી મદ મેલી,
ખોટે ખેલે રહ્યો શુ ખેલી. માનવ.

ધનને માટે ધાય હમેશા, ધ્યાન ધર્મે ન ધારી;
ભંડારો ભર ભેદભરેલા, આવે સાથે ન તારી. માનવ. ૨
જાયા પુત્રાદિક નિજ માની, દુષ્કૃત ભાર ઉઠાવે;
સ્મર નહિ પ્રભુ તુ એક ઘડી પણ, વિચર ન સાધુ સમાજે. માનવ ૨
જમડા જ્યારે જગ જમાવે, ચડાવે જોરે તમોને,
દૂર રહી સૌ જોશે ત્યારે, એક આડુ ન આવે માનવ. ૩
જાનવરો ભરવાડા માહે, સમજી જીવન તારૂ,
રે'શે ત્યાંજ ખરેખર ભાઇ! થાશે જ્યારે જવાતું. માનવ. ૪
કર જેના સુખ અર્થે યત્નો, ભારે ભાર ઉઠાવે,
તે તુજ શરીરે રે'શે ચિતામાં, રજ અહિની નહિ આવે. માનવ. ૫
જ્ઞાતિબધુ સ્મશાન ફગાવી, કાષ્ટપેર ધુખાવે,
વિમુખ બની નિજ ઘેર સધાવે, સ્વાર્થ હાનિ રડાવે માનવ. ૬
કર્મ શુભાશુભ સગત તારી, આવે માત્ર અમુત્રે,
એવુ સમજી કર શુભ કર્મો, ધર્મ સચય કર ભાવે. માનવ ૭

---

## ( ૨ )

( કાચબો કહે છે કાચબીને—એ રાગ )

સાભળજો વીરા મારા, હિતના બોલ બે સારા;
મારૂ મારૂ કહી કામ ચલાવો, આ દુનીઆ મોઝાર
મોજ માણો છો મનથકી પણ, અ તે ખાશો માર.
જેને કહો મારૂ મારૂ, નથી તલભાર તમારૂ. સાંભળજો. ૧
રાતા માતા ખાતા ભલી ભાતથકી ઘી ખાંડ;
ગાડી વાડી વાહન મૂકી, ચાલ્યા ગયા સમશાન.

જુઓ છો આપજ પોતે, ચાલ્યા જે હાથો લોતે. સાંભળજો ૨

રાત ને દીવસ ઘડી પળે, ધન મેળવવાના ઘાટ,
ઉધા ચતા કૈક ઘડો છો, ભૂલી નીતિના વાટ.

પ્રભુપદ એવી રીતે, ચિતવો ના જ કદીએ સાભળજો. ૩

તૃષ્ણામાજ તણાતા જાઓ, ભોગવો અનેક વાર,
તદપિ જાણે જોયુ ન હોએ, એમ ચલાવો વે'વાર

વિષયો છે વિષથી ભૂડા, વિચારો ઉતરી ઉડા સાંભળજો ૪

હાથે કરી બધ બાધો છો પોતે, પામો દુખ મહાન,
વાક વિધિને આપો એ તો, કેવુ મહા અજ્ઞાન ! !

હાથે કરી જેહ બધાશે, કહો કેમ તે છટાશે ? સાભળજો ૫

" विज्ञानभिक्षु "

समाप्त.

# શ્રી શલોકા સંગ્રહ.

(સરસ્વતી માતા તુજ પાયે લાગુ, કેહેવા શલોકો વરદાન માગુ, પચ પરમેષ્ટી
કરૂ નમસ્કાર, ગાવા શલોકો હરખ અપાર—એ રાગ )

જંબુદ્વીપના ભરત મોઝાર, દક્ષીણ ભરતમા દેશ અપાર,
કચ્છ દેશ તો શોભે છે સાર, પ્રાંત વાગડ શાઇએ શ્રીકાર ૧
ગામ દેશલપર જોરાવર જાણુ, તે માહે વડા વણીક વખાણુ;
મોરબીયા ધનજી હંશરાજ તન, તેહનુ એવુ થયુ છે મન. ૨
સરખો સીયારી મલે જો મારે, મહાજન ભેળુ કરવુ છે ત્યારે,
મળ્યા ગાગોદર ગામના વોરા, કુવરજી સુત દોનુ સજોડા. ૩
પુછી વાત ને વિચાર કીધો, સરવેનો મત મેળવી લીધો,
લખ્યા રે કાગળ ગામોરે ગામ, તેડાવ્યુ મહાજન સરવે તમામ. ૪
બને ચોવીશી બાવીસ ગામ, મહાજન તેડાવ્યુ કરવા શુભ કામ,
બને ચોવીશી કજીયાથી ભરી, તેનો નીકાલ કરવો છે વળી ૫
ખોટી રૂઢીને કાઢવા કાજ, મહાજન ભેગુ કર્યું છે આજ;
આસો શુદ બીજ ને ગુરૂવાર, સરવે આવજો દેશલપર સાર. ૬
એકજ તારીખે સરવેજ આવ્યા, મહાજન મોવડી તેજ સવાયા,
મેતા લાલચંદ રૂપસી સાર, મહાજનમા માન પામે અપાર. ૭
વોરા ગાંધી ને શાહ દેવાણી, આવ્યા મળીને ઉછરંગ આણી;
રાપરથી આવ્યા મોરબીયા મોટા, દોસી પુજને સાથે છે ઝોટા. ૮
કુબડીયા સાથે આવ્યા છે માહી, કજીયો ટાળવા હરખ ઉરમાહી;
જીવરાજ મોરબીયા રાઘવજી જાણુ, બીજા ભાઇયોને ઘણા વખાણુ. ૯
રવના દોસી ને મોરબીયા સારા, શેઠ મેતા ને પારેખ પ્યારા,

આવ્યા ત્રંબોથી મોરબીયા દોસી, વોરા વીગેરે આવ્યા છે હોશી. ૧૦
મેતા પટેલ ને સાથરીયા જાણું, રામવાવવાળા વિગતે વખાણુ;
ચોબારી કેરા દશાઓમાળી, વળી કકરવા મનફરા ભારી. ૧૧
શેઠ જીવરાજના સભુ ને સહી, બધણીવાલા શાતુદા વહી;
આવ્યા છે ઊછરંગે હરખ અપારા, વલી મેતા છે ડાવરીવાળા ૧૨
શાહ બાબરીયા કુબડીયા આવ્યા, મહાજન સરવેને મનમાં ભાવ્યા;
જાટાવાડા ને બાલાસરવાળા, કોરડીયા પારેખ દોસી છોગાળા ૧૩
વોરા શેઠ ને ખંડોર ખરા, થાનકને નામે ન જાય પરા,
ગેડી મુવાણા ફતેગઢ કેરા, દોમી ખડોર ને સંધવી ભલેરા. ૧૪
મેતા વોરા ચીત્રોડથી આવ્યા, સઈના પટેલને સાથેજ લાવ્યા,
ઓરીચા સંધવી હમીરપરકેરા, દેસાઈયો આવ્યા છે બાદરગઢ ભેળા ૧૫
ખીરોઈવાળા આવ્યા છે સાથે, મહાજન મળ્યુ છે દેસલપર ઘાટે;
સરવે મળીને થયા છે વાસી, વળી મેમાન આવ્યા છે ખાસી. ૧૬
એકસો ઉપર વીસ પચીસ, મહાજન જમે છે નીત હમેસ;
ભાતભાતના ભોજન પકવાન, પ્રીતે જમાડ્યા આપીને માન ૧૭
જેના હમેશાં ચડતા છે ભાવ, મહાજનને જમાડી લે છે લાવ;
એક દીવસ તો એમજ ગયો, ત્યારે સકલ સંધજ ભેગો થયો. ૧૮
રાપરના મહાજન ને દુદાણી, ખાડેકવાળાનો કજીયોજ જાણી;
કરી ચોવટો પુરી પંચાત, કજીયો ભાંગ્યો છે પેલેજ પ્રભાત ૧૯
હળીમળીને કીધા છે જુહાર, તે ટાણે વરત્યો છે ઊછરંગ અપાર;
પછી કાયદા કીધા છે ભારે, તેનો વિસ્તાર વરણવુ જ્યારે. ૨૦
પંદર વરસની કન્યા પરણાવો, પહેલો કાયદો એજ બધાવો,
ત્રુટેલ ગરાપણથી અબોલા હતા, તેહ ભાગવા થયા છે છતા ૨૧

કીધો કાયદો કરી વીચાર, વરકન્યાને ત્રુટેલ વરનાર,
તેહવીણુ બીજા સજ્જન સાથે, કદી નજ કરવા અબોલા હાથે. ૨૨
એવો ઠેરાવ કરી તૈયાર ઉઠ્યા, નીલાધર દોસી ઉજમાલ હતા;
અબોલા તો સરવે ખમાવ્યા, કરી જુહાર ઉછરગ વધાવ્યા. ૨૩
તે ટાણે સરવે અબોલા ભાગ્યા, ઘણા દિવસના પ્રેમજ જાગ્યા,
મુખી માણસે કીધી છે પેહેલ, તેથી સરવેને થઇ છે સહેલ ૨૪
એવી કલમો બાધી બે ચાર, બીજી વાતનો ચાલે વિચાર,
તેમા દિવસ ગયા છે સાત, ત્યારે આવી એક મોટી છે વાત. ૨૫
પારેખ દુદાણી વચ્ચે તકરાર, જેથી દુખ હતુ સરવેને ભાર,
કારજ કરીયાવર બધજ હતુ, બને ચોવીશીનુ દુખ છતુ. ૨૬
ઓગણીસો ને એકાવન સાર, મહાજન મળીને બેલા મોઝાર,
કીધો ખુલાસો સીતેર જણે, તેમ વરતવા કબુલ કરે ૨૭
પારેખ દુદાણી કરવા કબુલ, ઉભા થઇને બોલે મધુર,
ઠેરાવ પ્રમાણે વરતશુ અમો, તેમા તકરાર ન કરશો તમો. ૨૮
એમ સુણીને મહાજન બોલે, કરો ખુલાસો દોનુ કબુલ,
કરી કબુલ સહીયોજ લીધી, ભાગ્યો કજીયો ને થઈ પ્રસીધિ ૨૯
સાત કલમમા જે છે ઠેરાવ, તેમ વરતવા સઉનો છે ભાવ;
કરી ઠરાવ સહીયો નખાણી, ટળ્યો કજીયો ને વાત વચાણી ૩૦
હવે કોઈજ ન રહ્યો વાધો, છઇયા છોકરાનો આવ્યો છે સાધો,
હવે કોઈ ન કરશો તકરાર, મહાજન ભલામણ આપે છે સાર ૩૧
મહાજન રજા માગે છે ત્યારે, ધનજી મોરબીયો બોલે છે ત્યારે;
દીવસ બે ચાર જવા નહિ દેવા, ટળીયા છે સરવે મહાજનના દાવા ૩૨
તેથી ઉછરગ પામુ છઉ અમો, મારી મરજીથી બે ચાર દીન ખમો,

ત્યારે કોરડીયો માણેકચંદ બોલે, સંઘ સરવેને વિનતી બોલે ૩૩
એક દીવસનુ નોતરૂ મારૂ, સંઘ સ્વીકારો આપ કૃપાળુ;
આવો અવસર કદી ન આવે, પ્રેમે પધાર્યા મહાજન ભાવે. ૩૪
મહાજને વીનતી માનીજ લીધી, આપી રજા ને સ્વીકારી દીધી;
બોલ્યા દુદાણી સરવે મળીને, એક દીવસનું પ્રેમજ ધરીને. ૩૫
સંઘ સ્વીકારો નોતરૂ મારૂ, જેથી લાગશે અમોને સારૂ,
દિવસ થયા છે બહુ ઘણેરા, સઘ સરવેને અકળામણ વેળા. ૩૬
માટે તમારે ન કરવી તાણુ, ત્યારે દુદાણી બોલે છે વાણુ,
વખત ન મળે અમોને આવો, ફ્રી લહીયે કયાથી એહવો લાવો ૩૭
અરજી સ્વીકારો અમારી આજ, મહાજન સરવેની છે ભેળી લાજ.
ત્યારે મહાજને વિચાર કરી, માની વિનતિ હરખજ ધરી. ૩૮
શેઠ સરવે છે ગેડીના વાસી, શેઠ કરે છે વિનતી ખાસી,
સ્વામી વત્સલ કરવો છે મારે, અરજ સ્વીકારો સેવકની જ્યારે. ૩૯
એક ટકનુ જમણ દીધુ, મળી મહાજને વધાવી લાધુ,
બોલ્યા કુબડીયા મૈયાચદભાઇ, ગામશ્રી રાપરના અધિક સવાઈ ૪૦
એક ટકનુ નોતરૂં મારૂ, ગરીબ સેવકનુ સ્વીકારો સારૂ,
મહાજન સર્વે મુઝાવા લાગ્યા, દશ દિવસ તો રોકડા ભાગ્યા. ૪૧
હવે તો રજા માગશુ અમો, નોતરાનુ તો રહેવા દો તમો
ત્યારે કુબડીયે કીધી છે વાત, પાઘડી ઊતારી જોડયા છે હાથ ૪૨
હુ ગરીબ સેવક છુ તમારો, માટે મારી અરજ સ્વીકારો,
મહાજને તેની અરજી સ્વીકારી, જમ્યા હરખેથી ઊચ્છરગ વધારી. ૪૩
સઘમા વરત્યો જેજેકાર, બોલીચાલી તો ન થઇ લગાર,
શાંત દીલેથી થયુ છે કામ, મહાજન સરવેની રહી છે હામ. ૪૪

કજીયા ભગાણા સુધારા થયા, હળીમળી સઉ આનદે રહ્યા;
મો૦ ધનજી ગલાલચંદ વોરા, સંઘની સેવા કરી સભેરા. ૪૫
ચાકરી કીધી છે અપરમપાર, આનંદ પામ્યો સઘ અપાર;
આઝો હોશેથી કામજ કીધું, ધાર્યું હતુ તે બનાવી લીધુ. ૪૬
આશો સુદ ૧૧ શનીવાર, સઘ રજા લઇ થયો તૈયાર;
માગી રજા સૌ ગયાજ ઘરે, હેતે પ્રીતેથી નોખાજ પડે. ૪૭
સવત ૧૯૦૦ સાલ વખાણુ, સીતેર માસ આસુમા જાણુ;
એકાદસીને દીન ઊજમાળ, ગાયો શલોકો હરખ અપાર. ૪૮
સઘના સેવક ઊકા ને મોતી, દેશ વાગડમા લેજોરે ગોતી;
સઘ સરવેને પાયજ લાગુ; ભુલચુકની માફીજ માગુ. ૪૯

**સમાપ્ત.**

---